ૐ શ્રી

# કૉલેજની કન્યા

અથવા

## તરૂણીના તરંગ

લેખક

ગજેન્દ્રશંકર. લા. પંડ્યા એમ. એ. (બી. ટી.)

: પ્રકાશક :

બાપુલાલ બી. નાયક

માલિક—મુંબઇ ગુજરાતી નાટક મંડળી.

અમદાવાદ—ભારતભુવન થીએટર.

આવૃત્તિ ૬ ઠ્ઠી ] [ પ્રત ૫૦૦૦



ચોપડી જૈન એડવોકેટ - પ્રીંટીંગ પ્રેસમાં વાડીલાલ બાપુલાલ શાહે છાપી. ઠે. ઘીકાંટા. અમદાવાદ.

સંવત ૧૯૮૬ ઇ. સ. ૧૯૩૦

મૂલ્ય રૂ. ૦-૪-૦.

# નિવેદન.

કન્યા કેળવણી અને સહશિક્ષણની થતી ચર્ચાનો કંઈક સ્પર્શ "કૉલેજની કન્યા" અથવા "તરૂણીના તરંગ" નામક આ નાટકમાં મેં કર્યો છે. કન્યાકેળવણીની વિરૂદ્ધ હું બીલકુલ નથી. એ કેળવણીના હેતુ અને રીતિની તો વિરૂદ્ધ છુંજ. સહશિક્ષણથી નીતિભ્રષ્ટતાનો ભય ઉપસ્થિત થાય છે, તેથી તેના પ્રતિ મારૂં કટાક્ષ છે. કોઈ પણ કૉલેજની કન્યાને ઉતારી પાડવાનો મારો પ્રયાસ નથી. બધીજ કૉલેજની કન્યામાં દોષ સંભવે છે એમ મારૂં કહેવું નથી. પરન્તુ આ શિક્ષણથી આસપાસ એવું વાતાવરણ ઉત્પન્ન થાય કે તેથી કૉલેજનાં કન્યાઓ દોષનો ભોગ થઈ પડે. પાશ્ચાત્ય દેશોના સંસાર વ્યવહારની આપણાથી ભિન્નતા દેખાય છે છતાં ત્યાં પણ આવો જ ભય હવે દેખાય છે; તો આપણે ઘણીજ સાવચેતી રાખી સહશિક્ષણ અને કન્યાકેળવણીની પ્રગતિ કરવાની છે. પ્રો. કર્વેનાં સ્ત્રીવિદ્યાલય જેવા સુધારા વધારા સાથે બીજાં નવાં સ્ત્રી વિદ્યાલયો સ્થપાય, સાહિત્ય આદિ વિષયો સાથે ખાસ સ્ત્રી-ઉપયોગી વિષયો પર પૂરતું ધ્યાન અપાય, એ હેતુ ધ્યાનમાં રાખવાનો છે. આપણા જુનાને નવા સ્વરૂપમાં મૂકવું પણ આપણી રીતિ, નીતિ અને વ્યવહારને અનુકૂળ તદ્દન નવું ધીરે ધીરે દાખલ કરવું એ મારો હેતુ છે, હાલની રંગભૂમિ જોતાં તેમજ કંપનીના માલિકોની ધંધાદારીનો ખ્યાલ આણતાં આવી જાતના એકજ મુદ્દાને ધ્યાનમાં રાખી નાટક લખવાનું મને મુશ્કેલ જણાયાથી મારે અનેક પ્રશ્નોને મારી દૃષ્ટિએ જનસમાજ તરફ મેં મૂક્યા છે; એમાં વિદ્વજ્જનોને દોષો જણાય તો તેઓ ક્ષમા કરશે. કેમકે ઉચ્ચ રચનાવાળાં નાટકોને આપણી રંગભૂમિ પર આવતાં ઘણો સમય જોઈશે. એ સમય જેમ જલદી નજીક આવે તેમ કરવાનું બનતી તકે હું નહિ ચૂકું અને એમાંજ મારો પ્રયાસ રહેશે એ નિર્વિવાદ છે.

ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા.

# મુખ્ય પાત્રો.

## પુરૂષ વર્ગ.

**પદ્મકુમાર**...............ઠરેલ અનુભવી બૅરીસ્ટર.
**નલીન**....................તેનો ગરીબ મિત્ર.
**સોલોમન**...............એક હાફકાસ્ટ જુગારી, ઑલ રાઉન્ડ કમીશન એજન્ટ.
**ચંદ્રકુમાર**.............કોલેજીયન, કેતકીને ચાહનારો.
**ગમન**....................એક દુષ્ટ કન્યાદલાલ.
**રોમીયો**................સોલોમનનો રમુજી સેક્રેટરી.
**કિશોરચંદ**............હર વખતે લગ્નનો ઘરડો ઉમેદવાર.

## સ્ત્રી વર્ગ.

**સવિતા**............પદ્મકુમારની બી. એ. થયેલી ઠરેલ સ્ત્રી.
**કેતકી**.............મેટ્રીક થયેલી, કોલેજમાં ભણવાને બદલે, નઠારી સોબતમાં પડેલી તેની ભત્રીજી.
**કમલિની**........નલીનની પુત્રી, પદ્મકુમારને ચાહનારી.
**કિશોરી**...........ગમનની ભાણેજ, રોમીયોને ચાહનારી.

# અંક ૧ લો.

---

મંગળાચરણ........

## દશ્ય ૧ લું—કલકત્તામાં જુગારખાનું.

હાફ્કાસ્ટ સોલોમન એક ગરીબ નલીનકુમાર નામના મનુષ્યની પુત્રીને પરણવા માગે છે. છતાં જ્યારે નલીન નથી માનતો ત્યારે જુગારખાનામાં તેને દેવાદાર બનાવી તેને માર મારી બળાત્કારે લગ્ન કરવા ફરજ પાડવા જાય છે. પોલીસનો દરોડો પડે છે. સોલોમનના કહેવાથી મારનારા જુગારીઓ નાસી જાય છે. બેભાન થયેલો નલીન જાગ્રત થતાં અચાનક એક પોલીસનું ખૂન કરી નાસે છે.

## દશ્ય ૨ જું—નલીનનું ઘર.

નલીલની પુત્રી કમલિની પિતાની ચિંતા કરે છે. ગભરાયેલો નલીન નાસતો આવે છે. પોલીસ પાછળ પડી છે, તેથી તરત બારી વાટે ઉતરી આગગાડીમાં ચડી નાસી જાય છે. પોલીસ કમલિનીને નલીન વિષે પૂછે છે. સોલોમન આવી પોલીસને બહાર બેસાડી પોતે કમલિનીને પોતાની સાથે લગ્ન કરવા કહે છે. નહિ તો નલીનનો ભેદ ફોડી પોલીસમાં આપવા ધમકી આપે છે. પદ્મકુમાર બૅરીસ્ટર, નલીનનો મિત્ર છે તે ત્યાં આવે છે. સોલોમનને કાયદાની બારીકીમાં સપડાવી

પોલીસને વિદાય કરવાની ફરજ પાડે છે અને કમલિનીને મુંબઇ લઈ જાય છે.

**દૃશ્ય ૩ જું—પદ્મકુમારનું ઘર.**

કૉલેજમાં અધકચરો અભ્યાસ કરી ખરાબ સોબતની અસરમાં અતિ ઉચ્છૃંખલ થયેલી પદ્મકુમારની ભત્રીજી કેતકી, કૉલેજમાં ભજવેલા લેડી મેકબેથના પાર્ટનું રીહર્સલ કરે છે. એના મિત્રો એને અભિનંદન આપે છે. પણ બી. એ. થયેલી એની કાકી સવિતાથી એ દૃશ્ય ખમાતું નથી તેથી કેતકીને અને તેના મિત્રોને ઠપકો આપે છે. કેતકી પ્રથમદર્શને પ્રેમ તેજ ખરો પ્રેમ એમ કહી સ્નેહલગ્ન પર ઉતરી જાય છે, એનું જેની સાથે વેવીશાળ કરવામાં આવ્યું છે. તેપણ કૉલેજમાં ભણનારો વિદ્યાર્થી છે; તેનું અપમાન કરી કેતકી મિત્રો સાથે જાય છે.

**દૃશ્ય ૪ થું—સોલોમનની ઑફીસ.**

સોલોમનની સાથે ગમન નામનો એક લુચ્ચો કેતકીનો મિત્ર તેની મુલાકાત કરાવે છે. 'પ્રથમદર્શને પ્રેમ તેજ ખરો પ્રેમ" એમ માનનારી કેતકી એને જોતાંજ મોહી પડે છે ને ટીફીન લેવા તેની સાથે જાય છે. દરમ્યાન સોલોમનનો સેક્રેટરી રોમીયો અને તેની ટાઈપીસ્ટ ગર્લનો રસાલો આવે છે. સોલોમનની દાનત ગમનની ભાણેજ કિશોરી જે હેડ ટાઈપીસ્ટ ગર્લ છે તેના પર પડી છે, પણ તેને રોમીયો પરણવા માગે છે. કિશોરી બન્નેને બનાવે છે.

## દૃશ્ય ૫ મું—પદ્મકુમારનું ઘર.

સવિતા કલકત્તાથી આવતા પતિનું સ્વાગત કરે છે. કમલિની જે પદ્મકુમારને કુંવારો સમજી કલકત્તાથી ચાહતાં શીખી હતી, તે પદ્મકુમાર પરણેલો છે. એમ જાણતાંજ અતિ દુઃખી થાય છે; એના મનની મુઝવણ, પદ્મકુમારને આ વાતની ખબર નથી, એને પોતાના ઘરમાં રાખે છે. કેતકીની વાત નીકળતાં તે સોલોમન સાથે વર્ણસંકર લગ્ન કરવા તૈયાર થઇ છે; એવી ખબર ચંદ્રકુમાર લાવે છે; સર્વે ત્યાં જાય છે.

## દૃશ્ય ૬ ઠું—લગ્નમંડપના બાજુનો હૉલ.

સોલોમન અને કેતકીનો પ્રેમાલાપ, પદ્મકુમાર અને સવિતા આ લગ્ન અટકાવવા બનતી કોશિષ કરે છે, પરંતુ કેતકી એકની બે થતી નથી અને વડીલોનું અપમાન કરે છે. ચંદ્રકુમાર હઠે ચડયો છે. લગ્ન અટકાવવા સોલોમન સાથે તકરાર કરતાં મારામારી થાય છે; પદ્મકુમાર આ મારામારી અટકાવવા જતાં નિષ્ફળ થાય છે, પોલીસ ચંદ્રકુમારને પકડે છે.



# અંક ૨ જો.

---

## દશ્ય ૧ લું—સોલોમનનું ઘર.

વેશ્યાના રંગમાં સોલોમન, કેતકી આવી આ રમખાણ જુએ છે. કેતકીનો મીજાજ, સોલોમન સાથે તકરાર, ભરણ પોષણની ફરીયાદી માંડવા ધમકી.સોલોમને કેતકીનો તિરસ્કાર કરવો.

## દશ્ય ૨ જું—પદ્મકુમારનું ઘર.

કેતકી ખ્રીસ્તી થઇ ગઇ છે અને આવાં વર્ણસંકર લગ્ન આજકાલ વધતાં જાય છે, તેનો અટકાવ કરવાના ઉપાય યોજવા તેની મસલત કરવા ન્યાતિવાળા ભેગા થાય છે. કેતકી ભરણપોષણની ફરીયાદી માંડવાની નોટીસ લખાવવા પદ્મકુમાર પાસે આવે છે, ચંદ્રકુમારની પ્રેમલાગણી, કેતકીને સલાહ; સવિતાની કેતકીને શિખામણ.

## દશ્ય ૩ જું-પદ્મકુમારનું દીવાનખાનું.

પદ્મકુમારના પ્રેમથી વિહ્વળ થયેલી કમલિની પદ્મકુમારને એકાંતમાં પોતાનો મનોભાવ જણાવવા નિશ્ચય કરે છે, પણ પદ્મકુમારની દૃષ્ટિ મળતાં બોલી શકતી નથી, અને તે મૂર્છા પામી તેની છાતી પર ઢળી પડે છે. પદ્મકુમાર તેને

ઝીલી લે છે. આ દૃશ્ય જોતાં સવિતા, પદ્મકુમાર અને કમલિની વિષે વ્હેમાય છે. કમલિનીનું મન જાણી લેઇ તેનો તિરસ્કાર કરે છે. પશ્ચાત્તાપ કરતી કમલિની ઝેર પીવા જાય છે. ત્યાં ડૉકટરને બોલાવવા ગયેલો પદ્મકુમાર આવી અટકાવે છે; સવિતાનો વ્હેમ મજબુત થાય છે. પદ્મકુમારનો ખુલાસો માનતી નથી ને પોતાને પીયર ચાલી જાય છે. કમલિનીનો મનોવિકાર જાણી પદ્મકુમાર કમલિની અને ચંદ્રકુમારનાં લગ્ન કરી આપવા કહે છે. ચંદ્રકુમાર અને કમલિની એક બીજાને પ્રેમ વગર પરણવા ના કહે છે. કમલિનીને ફસાવવા સોલોમન કમલિનીના પિતાના નામની ચિઠ્ઠી લખી તેને પોતાને બંગલે બોલાવે છે. સોલોમનની બનાવટી ચિઠ્ઠી વાંચી તેનો પ્રપંચ સમજી પદ્મકુમાર કમલિનીની પાછળ જાય છે.

**દૃશ્ય ૪ થું—કિશોરીનો ઓરડો.**

કિશોરીના ફ્રેન્ડસ. તેની વરની પસંદગી; રોમીયોનું તોફાન.

**દૃશ્ય ૫ મું—સોલોમનનો બંગલો.**

કમલિની સોલોમનની યુક્તિ સમજે છે ને તેનો તિરસ્કાર કરે છે. કમલિની યુક્તિપૂર્વક સોલોમનને થાપ આપવા જાય છે. પણ સોલોમન બળજોરી કરવા જાય છે. કેતકી તેને ભરણ પોષણની નોટીસ

આપવા આવતાં માર ખાતી બેભાન થાય છે. કમલિની બારીએથી પડતું મૂકવા જાય છે. સોલોમન તેની પાછળ જાય છે; બારણું બંધ હોવાથી બારીએથી ઉતરી પાસેના ઘરના છાપરેથી નલીન અકસ્માત ત્યાં આવે છે. કેતકીની દશા જોઇ, સોલોમન ઘરમાં હશે એમ ધારે છે. એવામાં સોલોમન કમલિનીને ઘસડી લાવે છે. બળજોરી કરતાં નલીન વચ્ચે પડે છે. મારામારી, બન્ને ઘાયલ થાય છે. કમલિનીની સારવારથી ભાનમાં આવેલી કેતકી ટેલીફોન કરે છે. પોલીસ અને પદ્મકુમાર આવે છે. નલીનનું અને સોલોમનનું મૃત્યુ.



# અંક ૩ જો.

---

## દશ્ય ૧ લું—સોલોમનનો બંગલો.

કેતકીને ઉંધું સમજાવી ગમન કેતકીને વેચવા લઇ જાય છે.

## દશ્ય ૨ જું—પદ્મકુમારનું ઘર.

સવિતાનો પત્ર આવે છે તેમાં દ્વિઅર્થી ભાષા હોવાથી કમલિની સવિતાને મરણ પામેલી માની શોક કરે છે. કમલિની લગ્નની માગણી કરે છે. પદ્મકુમાર તેને ધિક્કારે છે અને ચંદ્રકુમાર સાથે પરણવા કહે છે. પ્રેમ વગર પરણી એક બીજાનો ભવ બગાડવા કરતાં ઝેર પી મરી જવું, એ માર્ગ યોગ્ય લાગવાથી કમલિનીએ ઝેર પી જવું, પદ્મકુમારનું ચિત્તભ્રમ થવું.

## દશ્ય ૩ જું—કિશોરચંદ મારવાડીનું ઘર.

ઘરડા કિશોરચંદ મારવાડી સાથે ગમને કિશોરીનું સાટું કરેલું છે. ઘરડાનો જુવાન બનવા પ્રયત્ન. કિશોરી અને રોમીયોની યુક્તિ. ઘરડો વર કંટા-

 ૧૮૦૦૫૪

બીને કિશોરીને પગે પડી પરણવાની ના કહે છે. કિશોરી અને રામીયોનો આનંદ.

દશ્ય ૪ થું—બગીચો.

સવિતા લોક સેવા માટે જીંદગી ગાળવા આર્ય સમાજે સ્થાપેલી કન્યાશાળામાં શિક્ષણ આપવા રહેલી છે. ચંદ્રકુમાર તેને મળી પદ્મકુમારની શુદ્ધતા માટે તેને ખાત્રી કરી આપે છે. પદ્મકુમારને તારથી બોલાવી સવિતા સાથે મેળવે છે. કેતકીને થાપ આપી ગમન, પંજાબસિંહના વેષમાં ચંદ્રકુમાર-નેજ વેચવા ત્યાં આવે છે. કેતકી તેને ધિક્કારે છે. કાકી ભત્રીજીનો મેળાપ. આ આફતમાંથી બચાવવા કાકીને વિનંતિ. કાકીના તેમજ છુપા વેષના ચંદ્રકુમારના મર્મપ્રહારથી કેતકીનો પશ્ચાત્તાપ. ગમનને કાયદેસર ગુન્હેગાર બનાવી ચંદ્રકુમારે ફસાવવો. ચંદ્રકુમાર ઉપર કેતકીનું પ્રસન્ન થવું. ચંદ્રકુમાર પુનર્લગ્ન કરવા કેતકીને આર્યસમાજમાં શુદ્ધિ કરવા કહે છે. કેતકી પોતે પશ્ચિમના પવનની અને વિદેશી વિદ્યાની તેમજ સોબતની અસરની મોહક તરંગે તણાઈ પોતાની જે દુર્દશા કરી તેવી ભવિષ્યમાં બીજી બાળાઓની ન થાય તેવું શિક્ષણ જાતેજ આપવા વિધવાદશામાં રહી આર્યસમાજની કન્યાશાળામાં જોડાય છે. કેત-કીની ટેક જોઇ ચંદ્રકુમાર આખી જીંદગી બ્રહ્મચર્ય

પાળી હૃદયપ્રેમી કેતકીને સહાય કરવા પ્રતિજ્ઞા લે છે. કેતકી હિંદુધર્મમાં ભળવા વિશુદ્ધિ કરાવે છે, ત્યાં સ્ત્રીઓને યોગ્ય શિક્ષણનું બાળાઓનું સંગીત અને "સ્વધર્મે નિધનમ્ શ્રેયઃ પરધર્મો ભયાવહઃ" એ દૃશ્ય સાથે નાટકની પૂર્ણાહુતિ.



ॐ श्री

# કૉલેજની કન્યા

મંગળાચરણ.

બાળાઓ—

કર સ્તવન પ્રીતથી તું સજન
છે ન્યાયી શ્રુતિ શ્રીકાર
એકલા મુનિ જાણે–રસની ધાર —કર૦
જગભેદ પણ જાણે ન સરજન
વેદવાણી નવ કોઈ સુણે
પરબ્રહ્મ શ્રુતિ બોલે
કોઈ જુએ નહિ શ્રુતસાર —કર૦

બાળાઓ— ૨

જગતમાં પ્રેમનો વે'વાર
ઓ સજની ! રસીયાનાં મનોનો એ વિકાર
નથી એ હૃદયતણી રસધાર —જગતમાં

એક આંખ ઝીણી પલકાવે
મુખ મંદ મીઠું મલકાવે
રસરંગ પુરા વરસાવે
એ વિકાર ભર્યો સંસાર —જગતમાં૦

વારાંગના— ૩

ક્યા કહેં દિલસે કહાં વસ્લમેં અરમાન ગયે
નાજકે સદકે તો અંદાજે કુરબાન ગયે
ઇમ્તે હા ખુબ વફાકાભી જફાંકાભી હુવા
તુમ હમે જાન ગયે હમ તુમ્હે પહચાન ગયે
વસ્લમે કહતે હૈ કોઇ આડે આતા
હાય ઇસ વકત કહાં મેરે નીગેહબાન ગયે૦

કમલિની— ૪

પૂછું એકજ વાત સુખી દિલને
કદી ખોલી દીઠું દુઃખી આ દિલને —પૂછું૦
કદી આંસુ તણી કણી એક પડે
છૂપા ભેદ કહો તમને ન જડે ?
અમ અશ્રુતણું નવ મૂલ્ય થશે
ભલે રત્ન ઘણાં તમ પાસ હશે —પૂછું૦

સવિતા ૫

તરી કો પાર લાવે આરે
મોહીની આ જગની તજાવે —તરી૦
નિશ દિન રાગી વિષયે રીઝાવે
કેમનુ બનાવે પ્રેમ સાર —તરી૦

સવિતા— ૬

પ્રેમ જ્યોતિ તણા ભેદ ખોલી જુઓ
રગે રગ શોધી જુઓ
અંતરપટ ખોલી જુઓ —પ્રેમ૦
નથી નેન તણા ચમકારે
નથી શબ્દ તણી રસધારે
એક અંતરના શુભ દ્વારે
રસપ્રેમ જુઓ
કાં પ્રેમ રંગ ખુઓ ? —પ્રેમ૦

કેતકી— ૭

અમે વર વરવાનાં શોખના
ડેન્સ કરીશું
લન્ચ લઇશું
પાઠ ભણીશું પ્રેમના —અમે૦
બહાર ફરતાં, વાત કરતાં, અવનવા કંઇ રંગમાં
મંદ હસીએ
પ્રેમ કરીએ
હસી લેશું લ્હાવ રસના —અમે૦

કિશોરી— ૮

મોસાળમાં ભણતી હતી, ત્યાં સ્નેહની પાર્ટી થઈ;
હસતા મળ્યા મિત્રો મને, લવસીનમાં લપસી ગઈ.
લાજું હું તો કે'તી વાતો મીઠી કીધી
વારે વારે એંગેજમેન્ટ મેં તો લીધી.

કળા કામણગારી નયનોની મેં જાણી
પ્રીતિ મેં પીછાણી
મીઠી મીઠી કીસ મેં તો કીધી.
જાહેરમાં કૉન્સર્ટ હતો, લોકો ઘણા ભેગા થયા;
પાર્ટ મારો જોઈને, બેહાલ ત્યાં સૌ થઇ ગયા.
લટકે હું તો ચાલી, વાંકી આંખે ભાળી
લટકે મટકે સૌને હું તો પટકી.
કળા કામણગારી કમાવાની જાણી
બોલી મીઠી વાણી
ધીમે ધીમે ચાલી હું તો સરકી —લાજું૦

કિશોરી— ૯

પ્રેમ જળ ભરવાની ઘડુલી લાવજો
છુમ છુમ છુમ અમે ચાલીશું રાજ

**રોમીયો**—ચાલો ચાલો

**કિશોરી**—હાંહાંરે તમે જાઓ

રસિકવર કાંકરીયો નવ મારશો હો રાજ —પ્રેમ૦
ઉઢણુ આપો હેમનું, લચકાતી હું જાઉં;
મૂકી ઘડુલી મસ્તકે, પ્રીતિજળ હું પાઉં.

**રોમીયો**—ચાલો ચાલો

મોતીને માણેકતણા, આપું તુજને હાર;
બસમો સુંદર પ્હેરીને, કર તું બેડો પાર.
ચાલો ચાલો૦

કેતકી—　　　　૧૦

મીઠી વાગે વેણું મોહનજી ધ્રૂજે હૃદય આ,
મીઠા સુર પ્રીતમજી ડોલે સનમ આ.
તારાં નયન નિહાળતાં, ધકડ ધડક દિલ થાય;
ચાલુ પણ પડતી બચું, આગ આગ દિલ થાય.
મધુરૂં બોલે કોઈ હૃદયમાં
કરે છે મુને કેદી પલકમાં
શરમ આવે વદતાં પ્રીતમ આ　　　—મીઠી૦

# અંક ૨ જો.

---

વારાંગના— ૧૧

ચેરી ગુઇયાં કયસે લેજ્જુ પાતી કદર ઓર
કાહુકો સાથી પાતી મય આપી ચલી જાતી
યહુ ઓર મોહન કિશોર
કોયલકી કુક બેર બેર
પપીઆકી ટેરસે મોહે નિંદ નહિ આતી—કદર૦
એક તો કારી રેન પાપીન
સુની સેજ જટાસે સાપીન
હાય મોરા બારા જીયરા
હાય દસે જાતી

મલકાજાન— ૧૨

જામેજ્જુ મુદીંક
હયેં દોરીયન ચુમનમે
તાઉસે નાચતા હય
કીસ શોખસે ચમનમે
અબરે બહાર સરસે
ખોલે હયેં હયેં બાલ બરસે
કતરે ટપક ટપકકે
મોતી બને લગનમે—જામેજ્જુ૦

કેતકી— ૧૩

હવે આમ ડરવાના રે ગયા જમાના
ગુલામ માની દોર બતાવે
મારે વણુ વાંકે સતાવે
જૂલમ એવા ખમી જવાના —ગયા૦
પતિ કુચ્છંદી દુષ્ટ હોયે
પત્ની માને દેવ તોયે
દીન બનીને ડરી જવાના —ગયા૦
કષ્ટ દઈને ઘણી રીબાવે
નારીથી કંઈ ના બોલાયે
સહી સહીને મરી જવાના —ગયા૦

કેતકી— ૧૪

બાળાઓ ભોળી ભરમાશો ના કપટી આ ટોળી
મીઠું વદતા ધીમું હસતા લલચાવે નારી
ડીયર ડીયર કહી ચુંબન કરતા શીખવતા ચારી—બા૦ ા૦
મોટર લાવે મોજ કરાવે પાયે ચ્હાપાણી
પરણીને તરછોડી કરતા જીંદગી ધૂળધાણી—બાળા૦

સવિતા— ૧૫

જીંદગી દુઃખી નવ કરીએ
વિધિથી કદી નહિ ડરીએ
વિધિએ નીર્મ્યું જે હોય તે અનુભવીએ
ભવસાર કેમ તરીએ ?

જો ધીર ધરી નવ રહીએ —વિધિ૦

ભાગ્યની પોથી તણાં પાનાં તમે ખોલી જુઓ,
જે જે લખાયા લેખ છે તે તે તમે વાંચી જુઓ;
નિજ કર્મની કથની વિના બીજું કંઈ જોશો નહિ;
ભાગ્ય કર્ત્તા ભાગ્યનો માનવ વિના બીજો નહિ,
માનવ દિલ જો ધરીએ
પરિણામ સદા સહુ સહીએ —વિધિ૦

**કમલિની—** ૧૬

મનની મનમાંજ રહી ગતિ જુઓ ભાગ્યતણી
પ્રીતિ આશા ન રહી પિયુ તેં નિરાશ કરી;
કઠિન દિલ થાય કુણું એ પ્રેમશાસ્ત્રે લખ્યું,
એ દિલ કુણું હતું કઠિન તે હાય થયું
દિલ દીધું મેં આ તુને, દેવું બીજાને તે નથી,
દિલ લીધું મેં તાહરૂં, બીજાનું તો લેવું નથી;
પિયુ પિયુ પોકારતી, પિયુ મને જોતો નથી,
વિષતણી પ્યાલી વિના, પ્રેમી ખરે બીજું નથી—મનની૦

૧૭

**રામીઓ**—ચાલો ચાલો રંગીલી નાર
ખીલી વસંતબહાર

**કિશોરી**—છોડો છોડો દિલદાર—ચાલો૦
શોખ સીનેમાના મને, નથી પેસા મુજકને

**રામીયો**—આપુ ખણુ ખણુ તને—ચાલો૦

**કિશોરી**—હવે હું તો ફરવાની રોજ ઘોડાગાડી હાંકી

**રોમીઓ**—હવે હું એ ફરીશ સંગ થઇને સ્હેલાણી

( જીનતાનનો હું રાજા )

**કિશોરી**—( ભુતાનની હું રાણી )

હું સ્વતંત્રતામાં પુરેપુરી

એલીઝાબેથ રાણી

મારો ઑર્ડર થાતાં તારે ભરવું પડશે પાણી—ચા૦

---

## અંક ૩ જો

---

કેતકી—                    ૧૮

અમારી દશા આ નમાયાં પશુની

સુખથી મળતું નવ પાણી

વદુ શું મુખ વાણી                    —અમારી૦

જગમાં સહુ જન માને

લલના વિષય સુખની

રાખી સદા કેદી

કરી સુખની હાની                    —અમારી૦

કમલિની— ૧૯

કેમ જશે જીંદગી દુ:ખની મુજ
પિયુ સુખ આશ નહિ લગાર
પલ એક જો મળે પિયુના પ્રેમમાં
બનું હું દાસી ઘડીપલ હજાર કેમ૦

કમલિની— ૨૦

જુઓ સંસારમાં કેવા, અમારા લગ્નના લ્હાવા.
ન ચાહે જે તેને ચાહે, ચાહે તેને ન ગણકારે
બનાવો છે બધે ઓહાવા, અમારા લગ્નના લ્હાવા.

× × ×

ચતુરને મૂર્ખ પરણાવે, રસિકને શુષ્ક વળગાડે,
નહિ મન મેળ મળવાના, અમારા લગ્નના લ્હાવા.

× × ×

લુખા જાણે ન પ્રેમી ઘા, અંતરમાં જે પડયા ઉંડા,
નહિ એ ઘા રુઝાવાના, અમારા લગ્નના લ્હાવા.

× × ×

જઈશું મોક્ષ કે નરકે સમજ ના કાંઈ એ અમને
નહિ કો ઠામ ઠરવાના, અમારા લગ્નના લ્હાવા.

× × ×

કોને કહો દોષ તો દેવા ? વિધિના લેખ છે એવા,
વગર મ્હોતેજ મરવાના, અમારા લગ્નના લ્હાવા.

૨૧

રામાયો—નખરાં નવીન તારાં કારમાં
નયનોનાં બાણો માર માં
ઘાયલ છું તારા પ્યારમાં—નખરાં૦

**કિશોરી**—મારી ઠુમ ઠુમકતી ચાલ
મારા વાંકડીયા વાળ
**રોમીયો**—હાય હું થયો બેહાલ —નખરાં૦
**કિશોરી**—જુવાની જાય ચાલી
મળે નહિ કોઈ માળી
**રોમીયો**—માળી આ પ્રેમનો અહીં ઉભો છે માળી.

( **સાખી** )

પ્રેમી ઘવાયાં પ્રેમથી, એ પ્રેમ તો અણમૂલ છે;
પ્રેમો વિનાની જીંદગાની, જગતમાંહી ધૂળ છે.
**કિશોરી**—સાથે હરી સાથે ફરી, સાથે રમીશું મોજથી,
સાથે ફરી સાથે તરી સાથે મરીશું મોજથી—મારી૦

**બાળાઓ**— ૨૨

સુણો અમ કર્મ તણી કથની, સદાયે સ્વાશ્રયની લગની—સુણો૦
(૧) દળણાં દળતી હું થાકું ના લોક થકી ના લાજું
ઘર કામ થતું ને અંગ કસાતું કાં એમાં શરમાવું—સુણો૦
(૨) જળ ભરવા હું બેડાં માંજી માથે મૂકી ચાલું
તડપ સડપ હું પાણી ખેંચું એમાં કાં હું લાજું—સુણો૦
(૩) વાસણ માંજુ કપડાં ધોઉં ઘાટી નવ બોલાવું
બે મણનોયે બોજો લેતાં શરમ જરી નવ રાખું—સુણો૦
(૪)ભણતાં લખતાં સ્વાશ્રય કરતાં કામ કરો નવ કાચું
અંગ કસાશે વ્યાધિ જાશે એ શિક્ષણ છે સાચું—સુણો૦

## છેલ્લું દૃશ્ય.

**स्वधर्मे निधनं श्रेयः**
**परधर्मो भ**

નીચે લખેલાં પુસ્તકો મુંબઈ ગુજરાતી નાટક મંડળીનો જ્યાં મુકામ હોય ત્યાંથી રોકડી કીમતે મળશે. વી. પી. થી મોકલવામાં આવશે નહિ.

૧ સૌભાગ્ય-સુંદરી.
૨ વિક્રમ ચરિત્ર.
૩ કામતા.
૪ મધુ-બંસરી.
૫ સુધા-ચંદ્ર.
૬ સ્નેહ-સરિતા.
૭ મેઘ-માલિની.
૮ આનંદ-લહરી.
૯ પ્રતાપ-લક્ષ્મી.
૧૦ કુલીન-કાન્તા.
૧૧ હરિશ્ચંદ્ર.
૧૨ કનક-તારા.
૧૩ કુંદબાળા.
૧૪ ચંદા ૧૫ રાજ-બીજ
૧૬ મેવાડનો પ્રતાપીચંદ.
૧૭ દુઃખી ભાઇ બ્હેન.
૧૮ પ્રેમકળા.
૧૯ માનસિંહ-અભયસિંહ.
૨૦ મુળરાજ સોલંકી.
૨૧ સુંદર-વેણી.
૨૨ રસીક-મણી.
૨૩ બારિસ્ટર.
૨૪ રામ ચરિત્ર.
૨૫ જયરાજ.
૨૬ પુષ્પસેન-પુષ્પાવતી.
૨૭ નૃસિંહાવતાર.
૨૮ તિલક કુમાર.
૨૯ કરણ ઘેલો.
૩૦ વીર મંડળ.
૩૧ મોહિની.
૩૨ જહાંગીર શાહ ગૌહર.
૩૩ અજબ કુમારી.
૩૪ નળ-દમયંતી.
...વિતા દુઃખદર્શક.
...નિનો રમણ.

૩૮ દાગે હસરત
૩૯ નેક અંજામ
૪૦ જુગલ જુગારી.
૪૧ નંદ બત્રીસી
૪૨ નવલશા હીરજી
૪૩ ચંદ્રભાગા.
૪૪ વસંત-પ્રભા.
૪૫ સંગતનાં ફળ.
૪૬ વિશ્વલીલા
૪૭ તિલસ્મે ઉલ્ફત.
૪૮ કૃષ્ણ ચરિત્ર.
૪૯ દેવકન્યા.
૫૦ નવલ-કુસુમ.
૫૧ ખાન્દાને ગુલ.
૫૨ રામ-રતન.
૫૩ શકુંતલા.
૫૪ ભદ્રાભામિની.
૫૫ વિમળા.
૫૬ હોંસીલી હીરા.
૫૭ સ્ત્રી દેવી.
૫૮ કનક-કિશોરી.
૫૯ ગુમાન-તારા.
૬૦ નાગમતિ.
૬૧ જહરી અંગુસ્તરી.
૬૨ સૌભાગ્યનો ત્રિ...
૬૩ સાબ્બ લક્ષ્મ...
૬૪ ભારત સંત...
૬૫ વીર માનસિ...
૬૬ મોહક મહિ...
૬૭ કુમળી કળી
૬૮ જમાનાનો...
૬૯ રાઇનો પર્વ...
૭૦ કોલેજની ક...
૭૧ કાશ્મીરનું...
૭૨ કુદરતનો ન્ય...
૭૩ સ્વામિભક્તિ
૭૪ કીમિયાગર.
૭૫ કુળદિપક.